સુધરેલી રીત મુજબ

વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમીટીએ

તયાર કરેલી.

# પહેલી ચોપડીના અર્થ.

(જેનો અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠનો સાર; ડ્રિલ; અઘરા શબ્દો; તથા જોડાક્ષરો. )


રચનાર—મેસર્સ. સા. ડી. શાહ એન્ડ કો૦

રચનારનુ ઠેકાણું—શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.

પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું—શાહપોર-સુરત.





છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.

છાપવાનું ઠેકાણુ—'શંકર' પ્રી. પ્રેસ. ચોટા-પુલ-સુરત.

સને ૧૯૨૩ ] [સંવત ૧૯૭૯.


કિંમત રૂા. ૦-૨-૬

મેસર્સ. સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# પહેલી ચોપડીના અર્થ.

## પાઠ ૧.

દિવાળી=વરસનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
અક્ષર=હરફ; દસ્કત,
નિશાળ=ભણવાનું ઠેકાણું
રજા=છુટ્ટી
છોડી=છોકરી
પાછી વળી=ફરી
ભેગી=સાથે; એકઠી
સીંપેગુંપે=છાણ મટોડું લગાડે
ધોળે છે=ચોપડે છે; છાંટે છે
સંજોરી=ધારી
ઘુઘરા=ઘુઘરાના આકારનો ઘઉંનો બનાવેલો ગળ્યો પદાર્થ
સાથીઆ=ચુનાની ફાક વગેરેના કાઢેલા ચિત્ર
આંગણામાં=બારણા આગળ
જમવાનું=ખાવાનું
લુગડાં=કપડાં
ઘરેણાં=દાગીના; જણસો
દારૂખાનું=આતસબાજી
ફોડે છે=સળગાવે છે
સૌ=બધા
ગીત=રાગથી ગાવું તે
ઘરઘર=ઘેરઘેર
ફટાકડા=ફટાકા
હરખાય=ખુશી થાય

**સમજુતી**—દીવાળીના દહાડામાં ઘેરઘેર દીવા સળગે છે અને ફટાકા ફડાફડ ફૂટે છે, તેથી છોકરાઓ ઘણા ખુશ થાય છે.

## પાઠ ૨.

વાર=દિવસ
વિષે=બાબત
કચેરી=કોરટ
બંધ રહે છે=રજા પડે છે
રવિ=સુરજ, સૂર્ય
દેવળ=દેહરૂં
કેડે=પછી
મુસલમાન=મુસલમાની ધર્મ માનનાર
જુમેરાત=ગુરુવારની રાત
પાછો=ફરીને; બીજીવાર
અઠવાડીઉં=સાત દિવસ

**સમજુતી**—પહેલો રવિવાર, બીજો સોમવાર, ત્રીજો મંગળવાર, ચોથો બુધવાર, પાંચમો ગુરુવાર, અને છઠ્ઠો શુક્રવાર આવે છે.

સાતમો વાર શનિ છે, તે છેલ્લો વાર ગણાય છે; એવી રીતે સાત દહાડાનું એક અઠવાડિયું છે.

### પાઠ ૩.

ફરતી=ચારે બાજુએ, આસપાસ
વાડ=કાંટાનો કે તારનો બનાવેલો આંતરો
દરવાજો=મોટું બારણું
માંહે=અંદર
ફૂલઝાડ=ફૂલ થાય તેવા છોડ
વેલ=વેલો; ભોંયપર પથરાતો છોડ
ચોકડું=ચારે બાજુથી જડી લીધેલું લાકડાનું ઘર
વાવટા=નિશાન; ધજા
મોગરી=ઘંટ વગાડવાની લાકડાની હથોડી
મહેતાજી=માસ્તર; ગુરુજી
બેઠક=બેસવાની જગા
કલાકની શીશી=કલાક જાણવાનું સાધન
ગામ=જ્યાં થોડાં ઝૂંપડાં અને ઘર હોય તે
નકશો=ગામ કે દેશનો ચિત્રેલો નમુનો
ચિત્રો=છબીઓ
ટાંગેલાં=લટકાવેલાં
ઘોડી=પાટીયું મૂકવાની બેઠક
કસરત=મહેનત કરી શરીરને મજબુત બનાવવું તે
માટી=મટોડી
મજાની=સારી
અહીં=આ ઠેકાણે
રોજ=હમેશાં

### પાઠ ૫.

ધોતલી=પોતડી; ધોતડી
અંગરખી=ડગલી
જોટીઓ=નાના બૂટ; ખાસડીઓ
દરજી=લુગડાં શીવનાર
સુરવાળ=સાંકડા પાયચાનો લેંઘો
ફળીયું=મહોલ્લો
કોટ=ડગલો
ઘઘરી=નાનો ચણીઓ
ઓઢણી=છોકરીઓને ડીલે તથા માથે ઓઢવાનું ત્રણ ગજનું લુગડું
પરીક્ષા=તપાસણી

### પાઠ ૬.

ચોકખાઈ=સફાઈ; સુઘડતાઈ
ચોકખા=સાફ
મેલા=ગંદા; મેલવાળા
બરાબર=સારી રીતે
ડીલ=શરીર
ગંદી=ખરાબ; ગોજી
અડાય=અડકાય
ફોલ્લો=ગુમડું; ચાંદું
ખસ=ઝીણી ફોલ્લી;

ખુજળી
ધોકડાવવાં=સાફ કરાવવા
ડાઘા=ટપકાં.
વાડો=ઘરની પાછળની ખુલ્લી જગા.

ગદવાડ=ગોઝવાડ
નાથ=ધણી.
માંદ =બાજરી.
કવિતા=ગાયન.
મુખડું=મોં

દીલ=મન.
જગનાનાથ=જગતના ધણી; પરમેશ્વર.

**સમજુતી**—મારો ઓટલો સાફ છે, અને મારા ઘરનો ચોક પણ સાફ છે; મારા લુગડાં સાફ જોઇને બધા લોક મને ચોકખો કહે છે (૧) મારું મોં સાફ છે, અને મારા હાથ પગ ચોકખા છે. મારા ચોકખા (પાપ વગરના) મનમાં પરમેશ્વર બિરાજે છે. (૨).

**પાઠ ૭.**

વરસગાંઠ=સાલગીરી; જન્મ દિવસ
ભાવ્યાં=પસંદ પડ્યાં; સ્વાદ લાગ્યા
ઝટ=જલદી.
ભાણો=બેનનો છોકરો; ભાણેજ.
કઢી=છાશમાં ચણાનો લોટ આદુ મરચાં હળદર નાખી ઉકાળેલી તે.
હાથ પણ અડાડ્યો નહિ–જરા પણ ખાધું નહિ.
બીડાં=પાનમાં ચુનો કાથો સોપારી વગેરે મુકી બનાવેલી પટ્ટીઓ

**પાઠ ૮.**

કાકો=બાપનો ભાઇ
કાકી=કાકાની વહુ
ભત્રીજો=ભાઇનો છોકરો
મામો=માનો ભાઈ; બાપનો સાળો
મામી=મામાની વહુ
ભાણેજ=બેનનો છોકરો; ભાણો
ફોઇ=બાપની બેન
ફુઓ=ફોઇનો વર
માસી=માની બેન
માસો=માસીનો વર
પીતરાઇ=કાકાનાં છોકરાં
મોળાઇ=મામાનાં છોકરાં
મસિઆઇ=માસીનાં છોકરાં
ફોઇઆત=ફોઇનાં છોકરાં
બનેવી=બેનનો વર
સાળો=વહુનો ભાઇ
સાળી=વહુની બેન
ઓરમાઇ=બાપ એક ને મા જુદી જુદી હોય તે; સાવકાં
સાવકી=ઓરમાઇ
મા એક અને બાપ

જુદા જુદા હોય તે દુધભાઈ કહેવાય
જમાઇ=છોકરીનો વર
વહુનાં માબાપ=છોકરના સાસુ સસરા
વરનાં માબાપ=છોકરીના સાસુ સસરા
છોકરો કે છોકરીના સસરો એક બીજાને વેવાઇ કહે છે.
છોકરા કે છોકરીની સાસુ એક બીજાને વેવાણ કહે છે.

પાઠ ૧૦.

મોટાં=મોટી ઉમરના, વડીલ
પ્રમાણે=રીતે
પુઠે=પાછળ
બાવાજી=બાપાજી
વખાણ=સારૂં કહેવું તે
માન=આવકાર

પાઠ ૧૧.

ઉજાણી=મીજબાની
બબ્બે=બે બે
ક્યાં=કયે ઠેકાણે
આશોપાલવ=એક જાતનું ઝાડ (એનાં પાંદડાંનાં તોરણ બને છે)
વિના=વગર
પૌંઆ=ડાંગર પલાળી શેકી ખાંડીને બનાવેલા તે
ધાણી=જુવાર, મકાઇ વગેરેના દાણાને શેકી બનાવે છે તે
વઘારેલા=વઘાર દીધેલ
ખારેકી=ખારેક જેવા
દળ=લોટને શેકી તેમાં ઘી ખાંડ વગેરે નાખી બનાવેલું તે
દાદી મા=બાપની કે માની મા
ગાંદેરી=ગંદેરમાં થતાં
શેતરંજી=જાડું સુતરાઉ બિછાનું
પાથરણું=બિછાનું
હાર=ઓળ
શાક=દુધી, વેગણ, પાપડી વિગેરે
ચટણી=આદુ, મરચાં, કોથમીર, મીઠું વિગેરેને કુટી બનાવેલી તે
ખુબ=ઘણાં
મઝા=રમુજ; ગમત
પછાડી=પાછળ
મગત=હાર જીત
થોભો=ઉભા રહો
જડ્યો=ફાવ્યો
સઢ=વહાણ ચલાવવા માટે પવન ભરવા માટે બાંધેલું લુગડું
ચાલ=રીત
સુંદર=સારી

પાઠ ૧૨.

હોડી=સઢવાળો મોટો મછવો
રમત=ગમત; ખેલ
તાપ=તડકો, ગરમી
પણે=પેલે ઠેકાણે
એકઠાં=ભેગાં

તરફ=બાજુ
તળાવ=જેની ચારે બાજુએ જમીન અને વચમાં પાણી હોય તે
સહેલ=મજા; મોજ; ગમત

પાઠ ૧૩.

ખંડ=બૈરીની કાચળીના કપડાનો કસબી કકડો
કાચળી=બૈરાંનું કપડું
રડતી=રોતી
છાની=મુંગી; ચૂપ
ફેરો=વાર
નજર કરી=જોઇ
ડાહી=શાણી; સમજણી

પાઠ ૧૪.

દેડકાં=પાણીમાં રહેનાર ચોપગાં પ્રાણી
પાળ=કોરણ; કોર; કાંઠા
ફેંકા ફેંકી=નાખાનાખી
ધડા ધડ=ધમાધમ
માર્યા જઇએ છીએ=દુઃખી થઇએ છીએ
અરે=ઓ
ખરી=સાચી
પ્રાણી=જીવ
ઇજા=દુઃખ; નુકસાન
સંભાળી=સાચવી
નુકસાન=બગાડ
કદી=કોઇ વખત
ખેલતાં=રમતાં
ભારી=ઘણું

**સમજુતી**—રમત ગમત કરતાં કોઇ વખત પણ કોઇને નુકસાન કરવું નહિ; નઠારી રીતે રમતાં ઘણું નુકસાન થાય છે.

પાઠ ૧૫.

દયા=મહેરબાની; રહેમ
ખીજ્યા=વઢયા
તળે=નીચે
ઝુંદાય=ચગદાય; કચડાય
ફાંફાં=ખોટી મહેનત
ઢોર=ગાય, ભેંસ, બળદ વગેરે ઘાસ ખાનારા પશુ
કામના=ખપના
સંભાળ=બરદાસ
વખતસર=બરાબર વખતે
સાફ=ચોકખી
નીરવાનું=નાખવાનું
સોળ=ઝપાટાની નિશાનિ. લાકડીના મારથી જે લીસોટા પડે છે તે
શાદ=ફોમ
ભૂલી=વીસરી
મજા=શકિત
ઉપરાંત=વધારે

પાઠ ૧૬.

એનધેન=રમતનું નામછે
છુટો=બંધન વગરનો
દાવ=વારો
પહેલાં=અગાઉ
જણ=છોકરા
બંધ કર=મીંચ

### પાઠ ૧૯.

જુક્તિ=કળા; યુક્તિ
પોકે પોક મૂકી=મોટે સાદે ઘાંટા પાડી
અલ્પા=કોઇને નામ દીધ વગર બોલાવવું તે
બચાવ=ઉગાર
આઘું=દૂર
એકેકને=દરેકને
કબુલ કરી=માની

### પાઠ ૨૦.

ગરીબ=પૈસા વગરનો
અન્ન=અનાજ
ભિખારી=જેની પાસે ખાવા પીવાનું ન હોય તે, ભીખ માગનાર
ભજન=ઇશ્વરના ગુણ ગાવા તે [તેટલા
પુરા=પૂરતા; જોઇએ
આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
ભીખ=માગી ખાવું તે ;
પગે અપંગ=પગે ખોડ વાળો; લુલો; લંગડો
અપંગ=લુલો, લંગડો આંધળો, બહેરો વગેરે ખોડવાળો
દયા=મહેરબાની
ભગવાન=પરમેશ્વર
ભલું=સારૂં; કલ્યાણ

### પાઠ ૨૨.

સગ્દાર=કપની [વિચાર
સ્વપ્નું=ઉંઘમાં આવતા
જંગલમાં=વનમાં
હરણી=હરણની માદા
રૂપાળું=શોભિતું
ઉપાડી=ઉંચકી
એકદમ=તરત
છલંગ=ફાળ; કુદકો
દેવતાઇ=દેવના જેવો
પુરુષ=માણસ

### પાઠ ૨૩.

ઉંદરડી=ઉંદરનું બચ્ચું
રસોડું=રસોઇ કરવાની જગા; રાંધણી
ભરાઇ=સંતાઇ
ભાત=બાફેલા ચોખા
ખાવાનું=ખોરાક
સાગ=ભલા
ઉપલા=ઉપરના
બાકું=કાણું
પોળી=ઘેપડવાળી રોટલી
મન=મરજી; ખુશી
મણા=ખામી; ખોડ
ઉંદરીઉં=ઉંદર પકડવાનું પીંજરૂં
ભોમજોગે=ઓચિંતું એક
પાર=છેડો
વલે=હાલ; દશા
સાર—બાળકોએ મોટાની શિખામણ માનવી

### પાઠ ૨૪.

કાંઠે=કિનારે
પોલ=પોલાણ
દર=કાણું; સાપ, ઉંદર

મકોડા, કીડી વગેરેને રહેવાનું ઘર
ઝેરી=ઝેરવાળો
પંખી=પાંખવાળા જનાવર; (ચકલી, પોપટ; કાગડા વગેરે પંખી કે પક્ષી કહેવાય)
ફુંફાડો=ફૂં ફૂં અવાજ કરવો તે
ફેણ=સાપની પહોળી કરેલી ગરદન
છોલાય=ઘસાય; સોરાય
વળગીને=બાઝીને
ચટકા=ડંખ
ભોંય=જમીન
પછાડી=અફાળી
વાસ=પીમળ
પછાડા=તરફડીઆ
અંતે=આખરે; છેવટે
જોરાવર=જબરી
જીવ લીધો=મારી નાખ્યો
ઝાઝા=ઘણા
નબળા=જોર વગરના
વેર=અદાવત
નાગ=ફેણવાળો સાપ
પ્રાણ=જીવ

**સમજુતી**—જોર વગરના પણ ઘણા માણસ સાથે કોઇ પણ દિવસ વેર કરવું નહિ; જુઓ કે આ રીતે ઘણી કીડીઓએ મળીને મોટા સાપને પણ મારી નાખ્યો.

**સાર**—કોઇને હલકું ગણી તિરસ્કાર કરવો નહિ, તેમજ પોતાની શકિત વધારે છે એમ ધારી અહંકાર કરવો નહિ.

પાઠ ૨૬ મો.
ચતુરાઇ=હોશિયારી
કુંજો=લોટવો
આમતેમ=આજુબાજુ
ફાંફાં=મોટી મહેનત
ઉપાય=ઇલાજ
સૂઝી આવ્યો=જડયો
પાછી=બીજીવાર; ફરીને
મટાડી=દૂર કરી
નાચતો=કૂદતો
છુપાઇ=સંતાઇ
કાજે=માટે; સારુ
કંકર=કાંકરી
ધીરજ=સબુરી
કઠણ=અઘરું
જલદી=થોડીવારમાં
પાર મુકાય=પૂરું થાય

સમજુતી—બોટવામાંનું ઉંડું પાણી ઉપર લાવવા માટે કાગડાએ કાંકરા નાખ્યા તેથી પાણી ઉપર આવ્યું. તે આજ પીધું. (૧) મજુરી ને કહાપણથી અઘરું કામ હોય છે, તે પણ થોડી વારમાં પુરું થાય છે; માટે તમે બધા તેવી રીતે ભલે કરી જુઓ. (૨)

સાર—અક્કલ અને ધીરજથી જેવું કામ થાય છે, તેવું ફાંફાં મારવાથી થતું નથી.

પાઠ ૨૭.

કાપણી=અનાજ ઘાસ
વગેરે કાપવાનું કામ
આથમતા=આથમી જતા
વહાઇ=કપાઇ
દાદાજી=બાપના ને બાપ-
માના બાપ
સાદ=અવાજ [કરી
મલકાવી=હસવાજેવું મો
બેટા=દીકરા
બાથમાં=બે હાથની
વચમાં

બચ્ચી=બોકી: ચુંબન
ભાથું=ખાવાનું
તાજા=કામ કરવાની
શક્તિવાળા
ઉનો=ગરમ
માખણ=દહીને વલો-
વવાથી છાશના ઉપર
જે પીળો ને હલકો
ચીકણો પદાર્થ તરી
આવે છે તે.
વંતાક=વેંગણ
દહાડીઆ=રોજથી

મજુરી કરનારા
ભાણ=સુરજ
ભાણ બૂડે=સુરજ
આથમે
દાતરડું=અનાજ ઘાસ
વગેરે કાપવાનું લોઢાનું
વાંકું હથિયાર
ચાસ=ખેતરમાં હળે
કરી પાડેલા આડા
ઉભા લીસોટા
ચચ્ચાર=ચાર ચાર
દહાડો આથમે=સાંજે

સાર—ખેડુતનો ખોરાક સાદો છે, પણ તેઓ મહેનતુ હોવાથી ઘણા મજબુત હોય છે; માટે આપણે મહેનત કરવી.

પાઠ ૨૮.

ખળાં=ખળીઓ
પાથરા=કાપીને ભોંયપર
નાખેલા છોડ
ખળી=કણસલાંમાંથી
દાણા જુદા પાડવા
માટે લીપી ચોખ્ખી
કરેલી જગા
ભોરૂ=કમળો

ઠુલવ્યો=ખાલી કીધા
ડાલરાને=બળદની હારને
પગર=ઢગલામાંથી કાણા છુટા પાડવા માટે તેનાપર ઢોરોને ચલાવે છે તે
પટલાણી=પટેલની બૈરી
ઉપણી=ઝાટકી
કુવળ=ઘઉંનું ઘાસ
કારભાર=કામકાજ
હેરખ=આનંદ; ખુશાલી
હરખ માતો ન હતો=ઘણીજ ખુશી થતી
હોંસીલી=ઉમંગી [હતી
પગર ફેરવતી હતી=બળદને ફેરવી તેના પગવડે ઉંબી કચરાવતી હતી
હાલરું=ઉંબીમાંથી ઘઉં અને કોકાં છુટા પાડવા માટે તેના ઢગલાપર બળદને હારબંધ જોડી ફેરવવામાં આવે છે તે.

પાઠ ૩૧.

ચંદ્રમા=ચાંદો
મેદાન=ખુલ્લી સપાટ જમીન
નીચે ઉતરી ગયો હતો=દેખાતો બંધ થયો હતો
આથમે=દેખાતો બંધ થાય
બપોર=દહાડાના બાર વાગવાનો વખત
રાત=સુરજ આથમ્યા પછી તે પાછો ઊગે ત્યાં સુધીનો વખત
અજવાળું=ઉજાસ
ઝાંખો=તેજ વગરનો
ઝગઝગે=ચળકે
ઓટલો=ઘરને લગતો ચોતરો

પાઠ ૩૨ ભા. ૧.

ઢંકાઇ=દબાઇ; છુપાઇ
ફેરા=છાંટા
જરૂર=ખપ; ઉપયોગ
પાલો=કુમળાં પાંદડાનો જથો
બી=બીયાં
પોચી=નરમ
હમણાં=હાલ; આ વખતે
તળાવ=પાણી ભરાઇ રહેલો મોટો ખાડો
નદી=મીઠા પાણીનો વહેતો મોટો વહેળો
પવન=વા; વાયરો

પાઠ ૩૨. ભા. ૨.

થોભ્યાં=અટક્યાં
ચોક્ખી=સાફ
ગામડાં=નાનાં ગામો
છોડી=મૂકી
રેલો=પ્રવાહી પદાર્થનું વહેવું તે
રેલમરેલ=ચારે તરફ રેલા નીકળવા તે
બિચારા=બાપડા
પસ્તાતા=અકળાતા
નહાઇ=ખે ચાઇ
સાકરીઓ=સાકરના જેવો મીઠો

ઘરસાદ=ખાવાનું; જમવાનું

કારેલું=એક જાતનું કડવું શાક

નેવલે=નેવાએ

**સમજુતી**—હે વરસાદ તું આવ, જેથી કરીને અમને ઘેબરના જેવું મીઠું ખાવાનું, ઉની ઉની રોટલી અને કારેલાનું શાક મળે. હે વરસાદ તું ઘણો આવ, કે જેથી નેવામા પાણી આવે, અને નકારી ડોકરીને દેડકાં ખેંચી જાય.

### પાઠ ૩૩.

રેતી=પત્થરનો ઝીણો ભુકો

ભુકો=ઝીણી રજ

મટોડી=માટી

ડહોળું=માટીવાળું

નીતરું=મેલ વગરનું; ચોકખું

ધારવાળા=અણીવાળા

તાણી=ખેંચી, ઘસડી

ખરે છે=નીચે પડે છે

તળીએ=નીચે

રસ્તો=માર્ગ; વાટ

ચૂસી=શોષી

### પાઠ ૩૪.

ભઠ્ઠી=મોટો ચુલો

સીંચ્યા=ગોઠવ્યા

છટવાડો=છેદ પાડવા તથા પકવવાની જગા

કઠણ=સખત

પછાડવાથી=અફાળવાથી

ચીકણી=ચીકાશવાળી; (ચિકાશ ત્રણ જાતની હોય છે (૧)હાથે ચોંટે એવી (૨) ડાઘા પડે એવી (૩)તાણતાં તૂટે નહિ એવી)

કાણાં=બાકાં

કણક=કેળવેલો ઘઉંનો લોટ

ઘાટ=આકાર

ઘડો=ગાગરથી નાનું વાસણ; દોણીઓ

ગાગર=ઘડાથી મોટું વાસણ

કોઠી=અનાજ ભરી મૂકવાનું મોટું વાસણ

કોડીઆં=દીવા કરવાના માટીના ચલાણાં

ફરતા=ચોગરદમ; બધી તરફ

### પાઠ ૩૫.

ધાતુઓ=ખનીજ પદાર્થો: (ધાતુમાં ચાર ગુણો ખાસ છે. (૧) ધાતુના કણો ચળકતા હોય છે. (૨) ધાતુઓ ભારે હોય છે. (૩) જમીનપર પડતાં ધાતુનો અવાજ થાય છે. (૪) ગરમી વહી શકે છે.

પિત્તળ=જસત અને તાંબાની મેળવણીની બનેલી પીળા રંગની ધાતુ

લુહાર=લોઢાનો ઘાટ બનાવનાર

ધમણ=દેવતા ફુંકવાનો સંચો

અણીઓ=ગણીઓ

ખૂબ=ઘણો

લાલચોળ=ઘણોજ ગરમ

એરણ=સોની, લુહાર વગેરે જે પર મૂકી ટીપે છે તે

હથોડો=ધાતુઓ ટીપવાનું લોઢાનું ઓજાર; મોટી હથોડી

ટીપ્યો=ઘડ્યો

જતરડો=તાર ખેંચવાનું હથિયાર

સોનું=પીળા રંગની કીમતી ધાતુ

રૂપું=ધોળા રંગની કીમતી ધાતુ

તાંબું=લાલ રંગની ધાતુ

કલાઇ=ધોળા રંગની ધાતુ (એ રૂપા કરતાં નરમ હોય છે)

સીસું=ધોળા મેળા રંગની ધાતુ

સોનું, રૂપું, તાંબું, લોઢું, સીસું, જસત, કલાઈ, અને પિત્તળ એ ધાતુઓનું ઓળખાણ કરાવવું અને તેનો તફાવત સમજાવવો.

પાઠ ૩૬.

નાણું=ચલણી સિક્કો

શેઠ=શાહુકાર

પૈસો=ત્રણ પાઇની કિંમતનો તાંબાનો સિક્કો; ત્રાંબિયો; ઢોઢીયું.

ઢબુ=બે ત્રાંબિયાની કિંમતનો તાંબાનો સિક્કો; બે ત્રાંબિયા; અઢીકો.

અધેલો=અડધો પૈસો; દોઢપાઇ; દોઢપાઇની કિંમતનો તાંબાનો સિક્કો

રૂપીઓ=સોળ આનાની કિંમતનો રૂપાનો સિક્કો

અડધો=આઠ આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો.

પાવલી=ચાર આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો.

બેઆની=બે આનાની કિંમતનો રૂપાનો કે નીકલનો સિક્કો.

મહોર=પંદર રૂપીઆની કિંમતનો સોનાનો સિક્કો; ગીની

આની=ચાર ત્રાંબિયાની કિંમતનો નીકલનો સિક્કો

વટાવ્યા=છુટા પૈસા લીધા [મહોર

૧૫ રૂપીઆ=એક ગીની

૨ અડધા=૧ રૂપીઓ.

૪ પાવલી=૧ રૂપીઓ

| | | |
|---|---|---|
| ૮ બેઆની=૧ રૂપીઓ | ૩૨ ઢબુ=૧ રૂપીઓ | ૧૨૮ દોઢપાઇ=૧ રૂપીઓ |
| ૧૬ આની=૧ રૂપીઓ | ૬૪ સવાકા=૧ રૂપીઓ | ૧૯૨ પાઇ=૧ રૂપીઓ |

સૂચના—નાણાંની ધાત ધોરણ પહેલાના "સુખગણિત શિક્ષક" માં જુઓ.

ટીપ—પૈસાને કાઠિયાવાડમાં કાવડીઉં; ગુજરાતમાં જંઇ; સુરતમાં સવાકો; અને મુંબઇમાં દોઢીઉં કહે છે.

**પાઠ ૩૭.**

કુહાડી=લાકડાં ફાડવાનું લોઢાનું ઓજાર
સોય=લુગડાં સીવવાનું લોઢાનું ઓજાર
લક્કડફોડા=લાકડાં ફાડનારા
તકરાર=રકઝક; વઢવાડ
ધાર=અણીદાર કોર
ચીરૂં=ફાડું
સુદર=કુહાડીના હાથા પરનો ભાગ; કુહાડીનો ઉપલો ભાગ
તોલે=બરાબર
નાકું=કાણું
અણી=તીણો ભાગ
ચળકાટ=ઝગઝગાટ
મોટાઇ=વડાઇ
કોદાળી=જમીન ખોદવાનું લોઢાનું ઓજાર
ચઢી=વધી
દીકરી=છોકરી
પેદા થયા=નીકળ્યા

સાર—આ દુનિયામાં બધી વસ્તુઓ ઉપયોગી છે; માટે કોઇએ બડાઇ મારવી નહિ.

**પાઠ ૩૮.**

વાડી=ફૂલફળવાળી જમીન; નાનો બાગ
માળી=ફૂલ વેચનાર; છોડ ઉછેરનાર
ફૂલઝાડ=ફૂલ થાય તેવા છોડ અથવા ઝાડ
ક્યારા=આસપાસ પાળ કરેલી હોય એવી જગા
ચોરસ=ચાર ખુણાવાળો આકાર
ગલગોટા=એક જાતનું લાલ પીળા રંગનું ફૂલ
ફળે છે=ફળ આપે છે.
દાડમ=દાડમડીનું ફળ
જમરૂખી=જમરૂખનું ઝાડ
પક્ષી=પંખી; પાંખવાળા જાનવર
ડાળી=થડમાંથી નીકળેલો ફાંટો

આંબા ગાળ=જંગોળ
મધપુડો=મધમાખીને રહેવાનું ઘર
મધમાખી=મધ બનાવનારી માખી
મધ=મધમાખીએ ફૂલમાંથી મિઠાશવાળો પ્રવાહી ચૂસેલો પદાર્થ
કોસ=કુવામાંથી પાણી કાઢવાનો ચામડાનો કોથળો
આવ્યો રામ=કોસ ઉપર આવ્યો
થાળું=કુવાના મથાળા પર પાણી ભરવાને ઢાળ પડતું બાંધેલું તે
લલકારતો=લહેકારી બૂમો પાડતો.
નીક=પાણી જવાનો રસ્તો
લીલાછમ=ઘણાંજ લીલા.

પાઠ ૩૯.

છોડવા=નાના છોડ
ઉમેડી=મૂળમાંથી ખેંચી
મુળીઉં=મૂળ
દાંડી=ડાળી
કળી=ખીલ્યા વગરનું ફૂલ
જીવતા=જીવવાળા
સુકાઇ જાય=ચીમળાઇ જાય
પથરાઇ=ફેલાઇ
વેલા=ભોંયપર પથરાતા છોડ

પાઠ ૪૦.

ટટાર=સીધા
છાલ=ઝાડની ચામડી
ખરબચડી=ખાડા ટેકરા વાળી.

પાઠ ૪૧.

ગલકી=ગલકાનો વેલો
વળગી=બાઝી
છાપરૂં=ઘરનો ઉપરનો ભાગ જેપર નળીઆ હોય તે
વીંટળાઇ=લપેટાઇને
આરીઆના=કુમળા ચીભડાના
દોરડી=દોરી
અંતરે=છેટે
ગાંઠા=ગાંઠ

પાઠ ૪૨.

કેરી=આંબાનું ફળ
આંબો=કેરીનું ઝાડ
મોર=આંબા આંબલીનાં ઝીણાં ફૂલ
તાપે=તડકે
ભાર=બોજ
નીચી નમતી=લચી જતી
ગોટલો=આંબાનું બી
ગોટલી=આંબાના બીનું ઢાંકણું
ધોળજે=દાબી દાબીને પોચી કરજે
ભગવાને=પરમેશ્વરે
જતન=સંભાળ
ઢીલો=પોચો
ઢીટું=ઢીલું

## પાઠ ૪૩.

ધીમે=હળવે
ઠીંડે=ચાંલે
ભસતો=ભોં ભોં કરતો
સામી થાય છે=લડવાને તૈયાર થાય છે.
અમળાઇને=વળખાઇને; ચરડાઇને
જડબાં=ડાચાં
વાગોળવું=ખાધેલું પાછું મોંમાં લાવી ચાવવું
નિરાંતે=સુખે; નચિંતે
ઉપાડે=ઉંચકે
ખરી=ગાય ભેંસ વગેરેના પગના તળીઆનું હાડકું
ફાટ=ચીરો
ખાડાવખાબોચીઆં
જોરાવર=જબરી
વગડાઉ=જંગલી; જંગલમાં રહેનારાં
પુરી પડે=કંફાવે; બર આવે.

## પાઠ ૪૪.

લાગ=દાવ, વખત
ટોળામાંથી=જથામાંથી
છટકી=નાસી
ડુંગરા=નાના ટેકરા
ચારો=લીલું ઘાસ
માંડી=ગોઠવી; મૂકી
ડરતા=બીતા
કુદકો=છલંગ;ફાળ; ઠેકડો,
ચન્તુંપાટ=બરાબર ચન્તું
ભરવાડા=ઘેટાં બકરાં ચારનાર
ફેર=ફરક તફાવત
મજબુત=બરાબર
ઓછા=થોડા
ઊન=ઘેટાના વાળ

## પાઠ ૪૫.

મીઠું=મિઠાશ વાળું
ગુણ=ફાયદો.
ઠંડું=ટાઢું
ઉનું=ગરમ
બગડી જાય=ફાટી જાય

ચોકખું=મેલ વગરનું; માંજેલું
આંચળ=થાન
મેલ=કચરો
દાણો=ખડદ, ગુવાર વગેરે
જણસો=વસ્તુઓ; ચીજો
છાશ=દહીંમાં પાણી નાખી વલોવવાથી બને છે તે
તાવીને=ગરમ કરીને
શીખંડ=દહીંમાં ખાંડ નાખી છણવાથી બને છે તે
લોચો=લચકો
માવો=દૂધને બાળી બાળીને લોચા જેવું કરે છે તે
પેંડા=માવામાં ખુરૂ નાંખી ગોળી બનાવે છે તે
તર=મલાઇ
દૂધપાક=દૂધને ઉકાળી

ખાંડ ચોખા નાખી બનાવેલો પાક
બાસૂદી=જાડો થતાં પહેલાં ખુરૂ નાખી બનાવેલો પદાર્થ

પાઠ ૪૬.

પ્રાણી=જેને જીવ છે અને તે અહીંથી તહીં હરીફરી શકે છે તે
છેલ્લી=છેવટની
ડાધીઓ=કુતરાનું નામછે
સભા=મંડળી; ટોળી
ઉપરી=મોટો; વડો
ઠરાવ્યો=નક્કી કર્યો
ટીપુ=કુતરાનું નામ છે
ચાલાક=હોશિયાર; ચંચળ
કારકુન=મહેતો; લખવાનું કામ કરનાર
ચુપચુપ=મુંગા
અંતે=આખરે; છેવટે
ગંધ=વાસ
શિઆળ=ઝાડી ખાનારૂં કુતરા જેવું જનાવર
રીઝે=ખુશ થાય
માંસ=ગોસ
અણીવાળા=તીણા
દાઢ=બેવડા દાંત
કરકરા=બરછટ; નરમ નહિ તે
ફૂટતો=બહાર નીકળતો
ધણી=માલીક
જે=જય; ફતેહ

પાઠ ૪૭.

ચાંચ=પક્ષીનું મોં
સમડી=એક જાતનું પક્ષી
કબુતર=એક જાતનું પક્ષી
કીડા=પેટે ચાલનાર જીવડા
જીવડાં=જંતુ; નાના જીવ
માળા=પક્ષીના ઘર

પાઠ ૪૮.

પાંજરૂં=પીંજરૂં; (પોપટ, ઉંદર, કોયલ, તીતર, વાઘ, સિંહ વગેરેને માટે બનાવે છે તે)
બુચ્ચો=પાખા વિનાનો
તરબુચ=એક જાતનું ફળ
કકડો=ટુકડો
કા. કા=કાગડાનું બોલવું
ફેર=તફાવત; ફરક
જીવજંતુ=નાના જીવડાં
કોહેલું=કોહી ગએલું; બગડી ગએલું
સડેલું=સળી ગએલું; જીવડાં પડેલું
પાછળ=પછાડી
લાલ=રાતી
છેડેથી=નાકેથી
ભાવ્યું=પસંદ પડ્યું
કુદતો=કુદકા મારતો
ચોક=ઘરની વચમાંની છોબંધ ખુલ્લી જગા

પાઠ ૪૯.

રકાબી=તાસક
હલાવ્યું=એક રસ કર્યું
વાહ=શાબાશ
નારંગી=નારંગીના જેવો રંગ
સરખે ભાગે=બરાબર

## પાઠ ૫૦.

પારણું=લાકડાના ચોકઠાનું ઘોડીઉં

ઝોળી=ચાર છેડા બાંધી લઇ વચમાંથી ઝુલતો રાખેલો લુગડાનો કકડો

પાસું=બાજુ

પાંગરા=ઝોળીએ બેરવવાની લાકડીઓ

દોયણાં=ઝોળી બાંધવાની દોરી

ઝાપટી=ખંખેરી

મોભ=ઘોડીઆની વચમાનો આડો થાંભલો

બેરવ=વળગાડ

ભમરી=લાકડાની ફુદડી; ચકરડી

પાયા=પગ

પોચી=સુંવાળી; નરમ; ખુચે નહિ એવી

ગોદડી=નાનું ગોદડું

હીર=રેશમ

ઝુલાવવા=હલાવવા

હાલરડું=બાળકને ઉંઘાડવાનું ગીત; હાલો

ઘુમણું=પારણા કે ઘોડીઆમાં સુવાડીને ગાતાં ગાતાં દોરી ખેંચી હીંચકા નાખવા તે

ગીતે ઘુમણું ઘાલું=હાલરડાં ગાઇ હીંચકા નાખું

રંગીલ=રંગીલો

પોઢો=સૂઓ

હેતે=વહાલથી

ઝુલાવું=હીંચકા નાખું

પધારવું=બેસાડું

ચીતરેલ=ચીતરેલી

પઢાવું=શીખવું, ભણાવું

મોરલો=મોર

મઢાવું=જડાવું

મખમલ=એક જાતનું સુંવાળું કપડું

તળાઇ=ગાદલું; ગદેલો

તાજી=નવી

ચિનાઇ=ચીન દેશમાં બનેલી

સેજ=પથારી

બિછાવું=પાથરું

હીંચોળું=હીંચકા નાખુ

ઘેરાં ઘેરાં=મધુરાં મધુરાં

લાડકડા=લાડકા; વહાલા

**સમજુતી**—હાલરડું વહાલું લાગે છે. હો મારા બાઇને (છોકરાને) હાલરડું વહાલું લાગે છે; તેથી હું ગીત ગાતાં ગાતાં દોરી ખેંચીને હીંચકા નાખું. હે રસીલા તમે રંગીલા પારણામાં સુઇ જાઓ, તો હું તમને ઘણા હેતથી હીંચકા નાખું. બાઇને પારણે ભમરીઓ જડવું અને પુતળીઓ બેસાડું, બાઇને હાલરડું વહાલું લાગે છે. (૧)

પારણે ચીતરેલી ચાંચની ચકલી, અને ભમતો હોય એવી રીતે પોપટ બેસાડું; ભાઇ તારે સારી રીતે રમવા માટે મોરને સોનાથી જડાવું, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૨) પારણામાં મખમલ અને મશરૂની નવી તળાઇઓ પથરાવું અને તેના ઉપર ચંપાના ફૂલની તરેહવાળી ચીનાઇ ચાદર પાથરૂં, ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૩) મારા વહાલા ભાઇ હું પારણે રેશમી દોરી બાંધી તને હીંચકા નાખું અને તને ઉંઘ આવે એવાં મીઠાં ગીત ગાઉં; હે લાડકડા ભાઇ તમે ઉંઘીને ઊઠશો ત્યારે તમારા ગજવામાં ખાવાનું ઘાલીશ. (મતલબ કે ઊંઘીને ઊઠ્યા પછી તને ખાવાનું આપીશ)ભાઇને હાલરડું વહાલું લાગે છે. (૪).

## પાઠ ૪.

## નિશાળીઆને બોધ.

ઇશ્વર=પરમેશ્વર
નિત્ય=રોજ; હંમેશાં
નિત=રોજ; હંમેશાં
પરોઢીએ=સૂરજ ઊગતા પહેલાં
તમામ=બધા; સઘળા
દો=આપો
માન=આબરૂ
ગુરુ=મહેતાજી; માસ્તર
સમા=જેવા; બરાબર
જ્ઞાન=સમજણ; અક્કલ
તજવું=છોડી દેવું; કાઢી નાખવું
અંગ=શરીર
હળીમળીને=સંપીને
સંગ=સોબત; દોસ્તી
ચોડી=લગાડી
ચિત્ત=મન
શિક્ષા=શિખામણ; બોધ
રૂડી=સારી
રીત=ચાલ
પેર=રીત; પેઠે
નીસરી=નીકળી
પાંસરૂં=સીધું; રખડયા વગર

**સમજુતી**—હંમેશાં સૂરજ ઊગતા પહેલાં ઊઠવું અને પરમેશ્વરનું નામ લેવું; પછી દાતણપાણી કરી લઇ નહાઇને બધા પાઠ તૈયાર કરવા. (૧) માબાપ કહે તેમ કરો અને વડીલની સાથે વિવેકથી ચાલો; મહેતાજીને બાપ જેવા ગણો, તેથી સારી સમજણ મળશે. (૨) કદાપિ જૂઠું બોલવું નહિ, અને શરીરમાંથી સુસ્તાઇ કાઢી નાખવી

(મતલબ કે કામ હોંસથી કરવું અને વાર લગાડવી નહિ) બધા સાથે સંપીને ચાલવું, અને સારી સોબત રાખવી. (૩)

રોજ નિશાળે જવું અને મન લગાડીને ભણવું; મહેતાજીની શિખામણ માનવી અને સારી ચાલ ચાલવી. (૧) ભણતી વખતે મન રમતમાં રાખવું નહિ, એ તમે સારી પેઠે સમજો. નિશાળેથી છુટયા પછી સીધા ઘેર જવું (મતલબ કે રસ્તામાં રખડવું નહિ) (૨)

| | | |
|---|---|---|
| પાઠ ૯. | પંપાળીને=હાથ ફેરવીને | હાલો=ઉંઘ આણવાનું |
| મા સંબંધી કવિતા | મુખ=મોઢું | ગીત |
| સર્વ=બધાં | દુખડાં=દુઃખો | પેટ ભરીને=ધરાઇને |
| જોઈ=દેખી | મીઠા=સારા | માડી=મા |
| હરખાઉં=ખૂશ થાઉં | કલ્લોલ=મજા; આનંદના | નવ=નહિ |
| ચાંપે=દબાવે | શબ્દો | સૌથી=બધાં કરતાં |
| સાથ=સાથે | ખાવું=ખાવાનું | હેત=વહાલ; પ્યાર |
| બોકી=બચ્ચી; ચુંબન | મારી જાત=મારૂં શરીર | અપાર=ઘણું જ |
| બાથ ભીડે=બે હાથ | લગાર=જરા | આભાર=પાડ; ઉપકાર |
| પહોળા કરી છાતી | તે વાર=તે વખતે | |
| સાથ દબાવે | ઉંઘાડવા=ઉંઘ લાવવા | |

સમજુતી—માને જોઇને બહુ ખુશ થાઉં છું. અને દોડતો દોડતો તેની સામે જાઉં છું; મા મને લઇને છાતી સાથે દબાવે છે. બચ્ચી કરીને બે હાથ પહોળા કરીને દબાવે છે. (૧) ખોળામાં લઇને મને ધવરાવે છે. અને શરીરપર હાથ ફેરવીને ખુશ થાય છે. મારૂં મોઢું જોઇને (મને જોઇને) હરખાય છે, અને પોતાનાં બધાં દુઃખો ભુલી જાય છે. (૨) પંખી આનંદથી બોલતાં હોય તેના જેવા મારા

બોલ મીઠા લાગે છે; મા મને સારૂં સારૂં ખાવાનું આપે છે, અને મારા શરીરની સંભાળ રાખે છે. (૩) મને જરા રડતો જાણીને તે વખતે ગભરાતી ગભરાતી દોડી આવે છે; જો હું હસું અને રમું તો તું બહુ ખુશ થાય છે અને મને ઉંઘાડવાને માટે તું હાલરડાં ગાય છે. (૪) જો હું માંદો પડું તો તું ઓસડ પાય છે, અને તું (માડી) પણ પેટ ભરીને ખાતી નથી; બધા કરતાં તારૂં હેત ઘણુંજ છે, માટે હું તારો ઘણો પાડ માનું છું. (૫)

| | | |
|---|---|---|
| **પાઠ ૨૧.** | અગણિત=ગણાય નહિ એટલા | દીએ છે=આપે છે |
| **પરમેશ્વરના ગુણનું ગાયન.** | ઉજાસ=અજવાળું | પાળે=પોષણ કરે |
| | કામ=માટે | દેવા=આપવા |
| ચંદ્ર=ચાંદો | ઉપયોગી=ખપની; જરૂરની | સર્જીવી=પેદા કરી |
| વીસરૂં=ભુલું | | ઠામ=ઠેકાણે |
| પ્રભુ નામ=પરમેશ્વરનું નામ | હવા=પવન | પાન=પાંદડાં |
| | દામ=પૈસો | સેવક=દાસ |

**સમજુતી**—ભગવાનનું ભજન ભૂલીશ નહિ, હું કદી પણ ભગવાનનું ભજન ભૂલીશ નહિ. પરમેશ્વરે અજવાળાને માટે ચંદ્રમા, સુરજ અને ગણાય નહિ એટલા તારા બનાવ્યા છે, હુ કદી પણ. (૧) ઘણી જરૂરની જે હવા તે તેં આપી છે તેના કંઇ પૈસતા નથી. હું કદી પણ. (૨) તું વરસાદ વડે અનાજ આપે છે અને બધા જીવોનું પોષણ કરે છે. હું કદી પણ૦ (૩) દુધ દહીં આપવાને માટે તેં ભલે ઠેકાણે ગાય અને ભેંસને પેદા કરી છે. હું કદી પણ૦ (૪)

તેં ઝાડ, પાંદડાં, ફૂલ, ફળ, આંબો, ગુલાબ, બદામ વગેરે બનાવ્યાં છે. હું કદી પણ૦ (૫) તમે મહેરબાની કરી મને ઘણી વિદ્યા, સુખ અને હિંમત આપો. હું કદી પણ૦ (૬)

| | | |
|---|---|---|
| પાઠ ૨૫. | કાવડ=વાંસને બે છેડે | જેવારે=જે વખતે; જ્યારે |
| મા બાપની ચાકરી | શીકાં બાંધી બનાવેલું તે | આશીશ=ભલું થજો |
| લુલા=લંગડા | મનસુબો=વિચાર | એમ કહેવું તે |
| સેવા=ચાકરી | માતપિતા=મા બાપ | ફરજ=પોતે કરવાનું કામ |
| અમાપ=ઘણી | તે વારે=તે વખતે | બજાવી=પુરી કરી |
| કે'=કહે ધન=પૈસા | ધન ધન=વાહ વાહ | મેર=મહેરબાની; દયા |
| તીરથ=જાત્રા | સારા=ચાકરી કરે એવા | લીલા લહેર=મજા; બધી |
| પારખી=જાણી | સંતાપ=મનનું દુઃખ | વાતે સુખી |

સમજુતી—માધવનાં માબાપ ઘરડાં, લુલાં, આંધળાં અને ગરીબ હતાં. તેઓની માધવ ઘણીજ ચાકરી કરતો હતો. (૧) માધવને એના માબાપે કહ્યું કે અમારા મનની વાત સાંભળ. જો અમારી પાસે પૈસા અને આંખો હોત તો જાત્રા કરવા જાત. (૨) માબાપનું મન પારખી લઇને તેણે તેમને સુખી કરવાનું ધાર્યું. જો હું કાવડમાં બેસાડીને જાત્રા કરાવું, તો આ એમનું દુઃખ મટે (૩) એવો વિચાર કરીને કાવડ બનાવી. અને માબાપને બે બાજુએ બેસાડયાં (૪) પછી આપે કાવડ ભેરવીને જાત્રા કરવા ગયો, માધવના આવા હેતથી બધાને નવાઇ લાગી. (૫) આવા છોકરાને વાહ વાહ છે. (શાબાશ છે.) અને માબાપને પણ ધન્ય છે; જો છોકરા સારા હોય તો કંઇ દુઃખ રહે નહિ. (૬) બધી જાત્રા કરાવીને જ્યારે તે ઘેર ગયો, ત્યારે માબાપ ખુશ થયાં; અને ઘણાજ આશિર્વાદ દીધા. (૭) છોકરાઓ

પોતાની ફરજ બજાવી, પોતાને જે કામ કરવાનું હતું તે કર્યું, તેથી પરમેશ્વરની મહેરબાનીથી માધવ અને તેના માબાપ બધી વાતે સુખી થયાં. (૮)

સાર—જે છોકરા માબાપ તરફ પોતાની ફરજ બજાવે છે, તેને રમત ગમત અને સુખજ મળે છે.

| | | |
|---|---|---|
| પાઠ ૨૯. | સંપે=એક બીજા સાથે | કણુસલાં |
| ખેતરમાં કણુસલા | સદાય=હંમેશ [મળીને | આમ=આવી રીતે |
| ઘાસ વગેરે કાપ- | ઉભરાયો=થયો | ખળો=કણુસલામાંથી |
| વાનું કામ. | સુંદર=સારો | અનાજ છુટું પાડવાની |
| | ફાલ=પાક | જગા; મોટી ખળી |
| કાપણી=કાપવાનું કામ | લઇએ=છોડપરથી લઇ | હૈડે=મનમાં; હૈયામાં |
| આમ=આ તરફ | લઇએ | લણુણી=લણુવાનું કામ |
| ઉમંગે=હોંસથી | ખંત ધરીને=કાળજી | કોળી=બાચકો; નાની |
| બારમાસ=એક વરસ | રાખીને | પુળીઓ. |
| માસ=મહીનો | કાં=શા માટે | આસપાસ=આજુબાજુ |
| પીરસીને=મુકાને | ડુંડાં=જુવાર, બાજરીના | વાળુ=રાતનું જમવાનું |

સમજુતી—હે બાળકો તમે બધા આમ આવો; આપણે હોંસથી કાપણીનું કામ કરીએ. જુઓ, જુઓ, પેલી વાદળીઓ વરસીને જાય છે! એ બાર મહીનાનું અનાજ આપે છે ને હંમેશાં એક બીજાની સાથેજ રહે છે. હે બાળકો० (૧) ખેતરમાં કેવો સારો પાક થાય છે! ચાલો આપણે કાળજી રાખીને કાપી લઇએ; શું કરવા કાલ કરીએ? (વાર લગાડીએ?) હે બાળકો० (૨) હાથમાં દાતરડું બાંધું લઇને આ પ્રમાણે કણુસલા કાપો; અને તેનો ખળીમાં લઇને

હમેશાં કરતાં મનમાં હિંમત રાખો. હે બાળકો० (૩) અનાજ લણવાનું કામ પુરૂં થયું. હવે બધાએ આ બાજુએ ઘાસ કાપો; અને ઘાસના ચચ્ચાર બબ્બે લઇને બધાએ આ બાજુએ મુકો. હે બાળકો० (૪) આપણે પૂળા બાંધીને ગાડામાં નાખી કામ પુરૂં કરીએ, પછી ઘેર જઇને વાળુ કરીને બધાએ પરમેશ્વરનું ભજન કરીએ. હે બાળકો० (૫)

| પાઠ ૩૦. | દાણા=અનાજ | કોથળા=ગુણો |
|---|---|---|
| ખળાં=કણસલામાંથી અનાજ છુટું પાડવાની જગા; ખળીઓ | છુટું=જુદું | સાથ=સાથે |
| | સગ્સ=સાગ | હાથોહાથ=એકબીજાની મદદથી |
| | પિલાય=કચડાય | |
| આવાર=આ વખત | કણ=અનાજના દાણા | ખેડુત=ખેતી કરનાર |
| દીસે=દેખાય | ઉપણીએ=ઝાટકીએ | મહેનત=મજુરી |
| તૈયાર=કણસલાથીભરેલા | ડુંસા=ફોતરાં; છોડાં | ફળ=ફાયદો; લાભ |

**સમજુતી**—હે છોકરાઓ હમણાં આમ આવો. જુઓ, ખળીઓ તૈયાર દેખાય છે; ચાલો આપણે આજે ડુંડામાં રહેલા અનાજના દાણા તરત છુટા પાડીએ. (૧) જેમ બળદો ગોળ ફરતા હોય તેમ આપણે સૌ ફરીએ, જો ડુંડાં સારી પેઠે કચડાય તો તેમાંથી અનાજના દાણા તરત છુટા પડે. (૨) આવી રીતે બધું અનાજ આપણે ટોપલામાં ભરીએ અને પછી ઝાટકીએ; જુઓ, ફોતરાં ઊડી જાય છે, ને બધા દાણા નીચે વેરાય છે. (૩) આપણે સાથે કોથળાઓ લઇ તેમાં આવી રીતે હાથોહાથ અનાજ ભરીએ જો આપણે ખેડુતનું કામ કરીએ તો આપણને આજે મજુરીનું ફળ મળે. (૪)



# ડ્રીલ માટે સૂચના.

૧. છોકરાઓને ઉંચાઇના પ્રમાણમાં, સીધી હારમાં, એકેક હાથને છેટે, બે પગ વચ્ચે ૪૫ અંશનો ખુણો રહે, એવી રીતે ઉભા રાખવા, પછી નંબર આપવા.

૨. નંબર બોલતી વખત દરેક છોકરો પોતાની નીચેના છોકરા તરફ મોં કરી નંબર બોલે.

૩. શિક્ષકની સામે ઉભેલી હારના છોકરાઓએ પોતાના જમણા હાથ તરફથી એટલે શિક્ષકના ડાબા હાથ તરફથી નંબર બોલવાની શરૂઆત કરવી.

૪. આગળ કે પાછળ ખસવામાં પ્રથમ ડાબો પગ ઉપાડવો.

૫. એક હારની બે હાર કરવાની રીત નીચે પ્રમાણે.

૧. છોકરાઓને એક, બે; એક, બે; એ પ્રમાણે નંબર આપવા.

૨. બેકી નંબર એક ડગલું આગળ.

૩. બેકી નંબર એક ડગલું જમણી તરફ. આ મુજબ હુકમ કરવો.

૬. એક હારની ત્રણ હાર કરવાની રીત નીચે પ્રમાણે

૧–છોકરાઓને એક, બે, ત્રણ; એક, બે, ત્રણ; એ પ્રમાણે નંબર આપવા.

૨–એક નંબરવાળા એક ડગલું આગળ.

૩–ત્રણ નંબરવાળા એક ડગલું પાછળ.

૪–એક નંબરવાળા એક ડગલું ડાબી તરફ.

૫–ત્રણ નંબરવાળા એક ડગલું જમણી તરફ.

૭. ડમ્બેલ્સ, કડાં, બારબેલ્સ વગેરે વહેંચવાની રીત નીચે મુજબ.

૧ દરેક હારના છેલ્લા નંબર પાસે ડમ્બેલ્સો મૂકવા પછી છેલ્લા નંબરે બે ડમ્બેલ્સ બે હાથમાં લઇ પોતાની ઉપરના

છોકરાને આપવા એ પ્રમાણે દરેક છોકરા પાસે બબ્બે ડમ્બેલ્સ થશે.

૨ ડમ્બેલ્સ ભોંય પર સામા સીધી હારમાં ઉભા મુકાવવા, ડમ્બેલ્સ વચ્ચે એક વેંતનું અંતર રખાવવું.

૩ ડમ્બેલ્સ મુઠીમાં જોરથી દાબીને પકડાવવા.

૪ રમતો અગિયાર સુધી કરાવી બારે ડમ્બેલ્સ પહેલાં મુકેલાં. હતા તે પ્રમાણે મુકાવી દેવડાવવા.

૫ એકની કૃતિ પ્રમાણે ૩, ૫, ૭, ૯, ૧૧,

૬ બેની કૃતિ પ્રમાણે ૪, ૬, ૮, ૧૦,

૬ રમતો પહેલ વહેલી શિક્ષકે જાતે કરી બતાવવી.

૭ સારો મહાવરો થયા પછી છોકરાઓને પોતાની મેળે બોલીને કરવા કહેવું.

૮ એક રમત બરાબર સફાઇથી ને સાથે કરતાં આવડયા સિવાય બીજી રમત શીખવવી નહિ.

૯ દરેક રમત કરાવતાં પહેલાં "તૈયાર" અને "ચાલો" એવા હુકમ આપવા.

૧૦ "તૈયાર" કહેતાંની સાથે છોકરાઓએ ડમ્બેલ્સ લેવાને તૈયાર થઇ રહેવું.

૧૧ "ચાલો" ના હુકમની સાથે ડમ્બેલ્સ લઇ હાથ સીધા લટકતા રાખી ઉભા રહેવું.

### ડમ્બેલ્સની ડ્રિલ.

હેતુ-છાતી તથા હાથના સ્નાયુ ખીલવવાનો.

રમત ૧ લી-(૧) બેઉ હાથ ઉંચા (૨) બેઉ હાથ નીચા.

રમત ૨ જી-(૧) જમણો હાથ ઉંચો, ડાબો હાથ લટકતોજ રહેવા દેવો, (૨) એથી ઉલટું.

રમત ૩ જી–(૧) બેઉ હાથ ઉંચા. (૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ)

રમત ૪ થી–(૧) બેઉ હાથ સામા (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૨) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ)

રમત ૫ મી–(૧) બેઉ હાથ ખભાની સીધી લીટીમાં (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૬ ઠ્ઠી–(૧) બેઉ હાથ સામા (મુઠ્ઠીઓ આકાશ તરફ) (૨) બેઉ હાથ કોણીમાંથી વાળી મુઠ્ઠીઓ ખભાને અડકાવવી.

રમત ૭ મી–(બે પગ વચ્ચે એક ફુટનું અંતર રાખવું) (૧) બેઉ હાથ જમણી તરફ તીરકસ લંબાવવા. (કમ્પેલ્સ ઉભા રહે એવી રીતે.) આ વખતે ડાબા પગની એડી ઉંચી કરવી (૨) એકથી ઉલટું.

રમત ૮ મી–(૧) જમણો હાથ જમણી તરફ તીરકસ લંબાવવો. અને ડાબા હાથની મુઠ્ઠી છાતી આગળ (જમણો હાથ ને ડાબો હાથ તીરકસ લીટીમાં રહે તે પ્રમાણે) (૨) એકથી ઉલટું.

રમત ૯ મી–(પગ પહેલાં હતા તેમ) (૧) જમણો હાથ સામો કમ્પેલ્સ ઉભો રાખવો. ડાબો હાથ પીઠગમ પાછળ ખેંચવો. (૨) એકથી ઉલટું.

રમત ૧૦મી–(૧) બેઉ હાથ સામા (કમ્પેલ્સ ઉભા રાખવા) (૨) બેઉ હાથ પાછળ પીઠગમ ખેંચવા, (મુઠ્ઠીઓ છાતીના પાસાને અડકેલી રહે એવી રીતે રાખવી.)

# પાઠવાર જોડાક્ષર તથા અઘરા શબ્દો.



| | | | | |
|---|---|---|---|---|
| દિવાળી | દેવ | કબાટ | કુંચીઓ | ભાવ્યો |
| અક્ષર | બુધવાર | કોટ | ધાવણી | કર્યો |
| ઊગ્યાં | મુસલમાન | દહાડામાં | ઓઢણી | ક્યારે |
| નિશાળ | ગુજરાત | અહીં | બહેન | આવ્યા |
| સઘળાં | શનિવાર | નિશાળીઆ | પરીક્ષા | અડાડ્યો |
| લીપગુંપે | અગાડીઉં | શિખામણ | ચોકખાઇ | પૂછ્યું |
| સંજેરી | દરવાજા | ઇશ્વર | ચોકખા | મહીના |
| ઘુઘરા | પાટીઉં | જ્ઞાન | ધૂળ | કંસાર |
| સાથીઆ | ફૂલઝડ | નિત્ય | સાહેબ | બે લાવ્યાં |
| લુગડાં | ચપેલી | દાતણ | ગંદી | મંડ્યો |
| ઘરેણાં | કસરત | નાહ્યો | ગંદા | કઢી |
| દારૂખાનું | ઘટ | જુદું | ડીલ | પાનસોપારી |
| દિવસ | બોક | ચિત્ત | સાહેલા | સગાં |
| ફટાકડા | શીશી | શિક્ષા | ધોવડાવવાં | વહુ |
| ત્રીજો | નકશો | લાગ્યો | ગંદવાડ | ભત્રીજો |
| શુક્રવાર | ચિત્રો | ધોતડી | માંદા | ભાણેજ |
| છેલ્લો | ટાંગેલાં | અંગરખી | કંવતા | માસો |
| સુધી | લખોટા | લેંઘી | દીલ | પીતરાઇ |
| રવિવાર | ચોકઠું | સુરવાલ | વરસગાંઠ | મસિઆઈ |
| [illegible] | પીરસ્યાં | હોડી | દુઃખ | ચપ્પુ |

| | | | | |
|---|---|---|---|---|
| ઓરમાઈ | બબ્બે | વાદળી | નુકસાન | ગમ્યો |
| દૂધાભાઈ | મઠુભાઈ | ધીરૂ | ખીજ્યા | માસી |
| સાસુ | ઉજાણી | રામુ | છુંદાય | દેસાઈ |
| સર્વે | આશોપાલવ | જીત્યો | ઢોર | લઉછું |
| બાથ | શંભુભાઈ | સુંદર | ઉપરાંત | વખાણ્યો |
| દુઃખડાં | પીંખ્યા | મળ્યો | નક્કી | પાઘડી |
| ભૂલી | વધારેલાં | કાંચળી | છુંદો | સાચાબોલું |
| કલોલ | લીંબુ | રડ્યા | છુટ્યો | મશ્કરી |
| ખુશ | નારંગી | વિના | મૂકી | પસ્તાય |
| ઓસડ | લાડુ | રડાવશો | દીવાધેન | બચ્ચાં |
| ક્યાં | રાંદેરી | દડકો | સમજ્યો | બૂમો |
| બોલ્યો | શેતરંજી | પથરા | પૂછ્યું | શરમાઈ |
| પ્રમાણે | પાંદડાં | ફેંકાફેંકી | હોશિયાર | નાખ્યા |
| સોરાબજી | કુલડીઓ | ધડાધડ | સેળભેળ | છેતર્યો |
| કહ્યું | પાથરણું | માર્યાં | સંતાવા | સપડાય |
| અદબ | વાડકો | ડાહ્યા | ફીકર | જુહાણું |
| પૂઠે | ચટણી | ઊઠ્યો | શાબાશ | શિયાળ |
| ઉતર્યો | ખૂબ | પ્રાણી | પુરી | જુક્તિ |
| માંડ્યું | અગણિત | હંમેશાં | આડુ | કુંડાં |
| અલ્યા | ઉજાસ | રસ્તો | વંતાક | લણણી |
| વિચાર | દૂધ | ફુંફાડા | દહાડીઆ | વાળુ |
| કર્યાં | સ્વપ્નું | ઉંદર | બૂડે | છુટું |
| સાંભળતાં | ધિક્કાર | ટોપી | પૂરૂં | ખિલાય |

| | | | | |
|---|---|---|---|---|
| આંખ્યું | બચ્યું | ખુંદી | દાતરડાં | ઉપણીએ |
| મોંમાં | રૂપાળું | ચટકા | ત્રણ | ફુંસા |
| દૂર | મૂક્યો | પ્રાણ | ચચ્ચાર | ઊંડી |
| રસ્તાથી | પકડયું | લુલાં | પાથરા | કોથળા |
| અન્ન | માંડયું | આંબળા | પહોંચ્યા | ચંદ્રમા |
| ભૂખ્યો | છલંગ | મનસુબો | સમડી | ત્યાંસુધી |
| ભિખારી | પુરુષ | સંતોષ | હાલ્યો | નીકળ્યો |
| પ્રભુ | પોપટ | આશીષ | પટલાણી | ખુણામાં |
| આંધળો | પરમેશ્વર | ચતુરાઈ | કુંપળ | વિષે |
| અપંગ | આણ્યું | માર્યો | ઢગલા | અજાણ્યું |
| દુકાન | ઉંદરડી | ઉંડું | પીછાં | કામઠું |
| કોઠી | બંડારીઉં | સુથી | હોંસીલી | ઝગઝગે |
| વિદ્યા | બિલાડી | છુપાઈ | ઉમંગ | વાદળાં |
| ચંદ્ર | પૂછવું | ધઉં | વાદળીઓ | બેસાડયાં |
| લાગ્યાં | ભઠ્ઠી | કાઢયા | લીલાછમ | તુરીઆ |
| ઢંકાઇ | સીંચ્યા | ઢબુ | વચ્ચે | ગલકી |
| મોઢાં | અધેલા | મુળીઉં | ચઢયાં | દરીઆ |
| નાખ્યું | રૂપીઆ | દડીઓ | વીંટળાઇ | થોભ્યાં |
| ઈંટવાડો | શેઠ | કૂટેલી | તરખુચ | રહ્યાં |
| નળીઆં | ઘોડીઉં | કણક | ટુંકા | ઓકખી |
| ઠર્યાં | કુહાડી | જસત | ગાંઠા | રેલમછેલા |
| કોડીઆ | સોય | મુકાઇ | લાવ્યાં | ઘેબરીઆ |
| ધાતુઓ | લક્કડફોડા | ભોંયમાંથી | ફૂલ | વરસાદ |

| | | | | |
|---|---|---|---|---|
| પુછડી | સુદર | કોહળાનો | ક્યાંથી | ઢેફું |
| ચળકાટ | હીમડા | ધમણ | પત્થર | સમજ્યો |
| બિચારી | ટટાર | ગોટલો | પ્યાલું | પિત્તળ |
| ત્રિકોણ | ઉચું | હળદર | નીતર્યું | લુહાર |
| ગલગોટા | ફુટ | ધોળજે | ભુકો | તપાવ્યો |
| દાડમ | ડાળીઓ | ડીટું | પ્યાલા | ટીપ્યો |
| જમરૂખ | ખરબચડી | હીંડો | ડહોળું | તાંબુ |
| લટકતું | ખુરસીઓ | કુતરો | કાદવ | દિપાય |
| મધપુડો | ખાટલા | શીંગડાં | સાદી | ઓળખાવ્યાં |
| મધમાખી | પાટલા | અમળાઇ | ચુસી | વત્તા |
| હલકારતો | લીલુંછમ | તુટી | નિરાંત | શાક |
| ભુખ | હાલરડું | ફટાકડા | વાગોળવું | સઢ |
| દોરડાં | ધુમસ | ફાટફાટ | વગડાઉ | છીદ્રી |
| લુચ્ચા | ચીતરેલ | સોળ | ઘેટું | ટીપુ |
| જીવજંતુ | મશરૂ | નહિ | ક્યારે | ઠરાવ્યો |
| સળેલું | ચિનાઇ | દહીં | મળ્યું | ચુપચુપ |
| ભાવ્યું | ફૂલાં | માંસ | લાગ્યું | સુરજ |
| આણ્યાં | હિંચોળુ | જીવડાં | કૂદવું | બોલાવ્યો |
| પડીકા | ગુલાવવા | છીંડાં | ગબડયું | મોઢું |
| શીખવ્યું | પાંસરૂં | સૌ | ચત્તુંપાટ | મજબુત |
| જાંબુડા | બનાવ્યો | પારખું | દશમું | દોથાં |
| સુખડું | ગોદડીઓ | પાંગરા | આંગળાં | ખતરાવવાં |
| શીખંડ | બોડાએલાં | દાયણાં | દૂધપાક | જળકુકડી |

# જાહેર ખબર.



સાતમીના અર્થ જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ અને રૂઢ પ્રમાણે; શાસ્ત્રીય પદ્ધતિથી વ્યુત્પત્તિ; કવિતાનું વિવરણ-સ્ફુટીકરણ; ભક્તોની ઓળખાણ. છઠ્ઠીના અર્થ જેની અંદર શબ્દાર્થ વ્યુત્પત્તિ પ્રમાણે અને રૂઢ; કવિતાનો અન્વય; સમજુતી. વ્યુત્પત્તિ; પાઠના સવાલ, પાઠનો સાર. પાંચમીના અર્થ જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; વ્યુત્પત્તિ; પાઠના સવાલ; પાઠનો સાર; અઘરા શબ્દો; જોડાક્ષરો; ચોથીના અર્થ જેની અંદર અર્થ. કવિતાની સમજુતી, પાઠના સવાલ; પાઠનો સાર; અઘરા શબ્દો; જોડાક્ષર; ડ્રિલ; મુંબઈ ઇલાકાની ભૂતળ રચના. ત્રીજીના અર્થ, જેમાં કવિતાની સમજુતી પાઠના સવાલ; પાઠનો સાર; ભૂગોળના સવાલ; અઘરા શબ્દો જોડાક્ષરો; ડ્રિલ. બીજીના અર્થ જેની અંદર અર્થ, કવિતાની સમજુતી, પાઠનો સાર, ભૂગોળ, ડમ્બેલ્સની ડ્રિલ વગેરે. પહેલીના અર્થ જેની અંદર અર્થ, કવિતાની સમજુતી; અઘરા શબ્દો, જોડાક્ષરો. ડમ્બેલ્સની ડ્રિલ, પાઠના સવાલ તથા સાર વગેરે. બાળવર્ગની નોટ જેની અંદર મૂળાક્ષર શિક્ષણ; મૂળાક્ષર લખવાનો ક્રમ; કાના માત્રા વગરના શબ્દો, બારાખડી; આંક, અર્થ, ગીત, કવિતાની સમજુતી; આંકનો ઉપયોગ, સરવાળા બાદબાકીના કોઠા, ડ્રિલ ગીત સાથે તથા સાદી. દડાની રમત, એકથી પાંચ સુધી ઉમેરવા બાદ કરવા વિગેરે.

છગનલાલ મોતીરામ શાહ.

"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર-સુરત

# છગનલાલ મોતીરામ શાહ કૃત પુસ્તકો.

## "ડિકટેશન શિક્ષક"માં શું શું છે ???

૧] પાઠવાર અઘરા શબ્દો. ૨] જોડણીના એકજ સરખા નિયમવાળા શબ્દો. ૩] કઠિન મળતા શબ્દોની તારવણી.
૪] જોડાક્ષર. ૫] મળતા જોડાક્ષર.

### "ડિકટેશન શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળપોથીનો | ૦-૨-૦ | ત્રીજીનો | ૦-૩-૦ |
| પહેલીનો | ૦-૨-૬ | ચોથીનો | ૦-૪-૦ |
| બીજીનો | ૦-૩-૦ | પાંચમીનો | ૦-૪-૦ |

કન્યા વાચનમાળા પુસ્તક ૧લા નો ૦-૩-૦
ત્રિવેદિ વાચનમાળા પુસ્તક ૬લા નો ૦-૩-૦

### "મુખગણિત શિક્ષક"

| | | | |
|---|---|---|---|
| બાળવર્ગનો | ૦-૧-૬ | ત્રીજા ધોરણનો | ૦-૨-૬ |
| પહેલા ધોરણનો | ૦-૧-૬ | ચોથા ધોરણનો | ૦-૪-૦ |
| બીજા ધોરણનો | ૦-૨-૦ | પાંચમા ધોરણનો | ૦-૪-૦ |

### "પ્રશ્નોત્તરમાળા"

ગુજરાતની સા. ભૂગોળની ૦-૩-૦ | મુંબઈ ઇ. ભૂગોળની ૦-૪-૬
હિંદુસ્તાનની સામાન્ય ભૂગોળની ૦-૪-૦

☛ સુંદરજી કૃત નવી પહેલીના અર્થ બે આના. ☚

બીજા ધોરણ માટે "અંકગણિતનાં મનોયત્ન" પાંચ આના.

સુરત શહેરનો "ભૂગોળ શિક્ષક" ૦-૩-૦
સુરત જિલ્લાનો "ભૂગોળ શિક્ષક" ૦-૩-૦

છગનલાલ મોતીરામ શાહ.
"મુખગણિત શિક્ષક" વગેરેના કર્તા. શાહપોર-સુરત.